# [illegible]

નાટક.

લેખક:-કવિ રણછોડલાલ મહાસુખરામ ત્રિવેદી,
અમદાવાદ

પ્રકાશક-ચેલાભાઇ દોલતરામ દલાલ
મેનેજર શ્રી નવીન દેશી નાટક કંપની લીમીટેડ.
The New Deshi Natak Company Ld.
હાલ મુકામ સૂર્ય પ્રકાશ થીએટર-સુરત.



આવૃત્તિ ૧ લી        પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૪        સને ૧૯૧૮

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા
ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ ફુલંભદાસે છાપી.

કિંમત ત્રણ આના.

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવલ શકુન્તલા નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

મંગળાચરણ—સૂત્રધાર-નટીઓ. (સીનનું બદલાવું)

**પ્રવેશ ૧ લો**—તપોવનનો રમ્ય પ્રદેશ-હસ્તીનાપુરના મહારાજા દુષ્યન્તનું મૃગયા માટે આવવું, હરણોની નાશ ભાગ કણ્વમુનિના આશ્રમમાંના મૃગની પાછળ દુષ્યન્તનું પડવું, એકાએક સમીધના કાષ્ટ વીણવા જતા વૈખાનસનો મૃગને નહી મારવા રાજાને આગ્રહ આગ્રહનો સ્વિકાર વૈખાનસનો દુષ્યન્તને આશીર્વાદ અને આશ્રમે આવવા વિનંતી દુષ્યન્તનું આશ્રમ ભણી જવું. (સીનનું બદલાવું)

**પ્રવેશ ૨ જો**—કણ્વમુનીનો સુંદર આશ્રમ-શકુન્તલા તથા સાહેલીઓ, વૃક્ષોને જળસિંચન, હાસ્યવિનોદ, પાણીએ છંટાવાથી કમળમાંથી નિકળતા મધુકરનો શકુન્તલાને ત્રાસ, સખીઓનો ગભરાટ સાંભળતા સારૂ પોકાર દુષ્યન્તતે પ્રગટ થઇ ભમરને ઉરાડી મુકવો શકુન્તલા અને દુષ્યન્તની દૃષ્ટોદૃષ્ટ સ્નેહરાગમાં શકુન્તલાને વીંટીની ભેટ, આનંદ અને સાહેલીઓનો વાણીવિનોદ.

**પ્રવેશ ૩ જો**—લોભી શ્રીમંત ધનચક્રદાસ, શેઠાણી સવિતાની અગીઆરસ ઉજવવા માગણી, માગણીનો અનાદર નિશાળની ફિસ્રી સારૂ પૈસા લેવા પુત્રી મનોરમાનું આવવું, પુત્રીને આડી અવળી વાતો કરી ઉડાવવી, મનોરમાના માસ્તર મહાનુભાવ ચકમકનું પગાર લેવા આવવું, લોભીની લોભ વૃત્તિ, ધનચક્રદાસના મિત્રનું ભીનું ભાગ્યો

જવા માટે જોઇતા નાણા લેવા શેઠ પાસ આવવું તેને વાતમાં ઉડાવી બનાવી વિદાય કરવી લોભીનો દમામ.

**પ્રવેશ ૪ થો**—શિકારથી થાકેલો રાજાનો મિત્ર માધવી, શકુન્તલાના પ્રેમમાં પરવશ બનેલા દુષ્યન્તનું આવવું. બન્નેનો મેળાપ, આનંદ, કણ્વમુનીના શિષ્યોનું યજ્ઞના રક્ષણ સારૂં, અને અંતપુરમાંથી પત્ર લઇ કરભકનું એકી વખતે આવવું, દુષ્યન્તની વિમાસણ, માધવીને ઘેર મોકલવો અને પોતે યજ્ઞનું રક્ષણ કરવા જવા તૈયાર થવું, રસ્તામાં પ્રિયંવદાનો અચાનક મેળાપ, શકુન્તલા દિલાપથી પીડાય છે એમ સખી મારફતે જાણી દુષ્યન્તની દીલગીરી.

**પ્રવેશ ૫ મો**—નવમાલિકાનો મંડપ-દીતાપે દુઃખી થતી શકુન્તલા, સાહેલીઓના શિતલ ઉપચારોથી દુઃખમાં વધારો, પ્રિયંવદા અને અનૂસુયાથી આશ્વાસન. દુષ્યન્તને પત્ર લખવા ભલામણ, પત્ર લખી સખી સાથે મોકલવો, રાજાનું જાતે હાજર થઇ પત્રનું લેવું વિરહ વ્યથા હૃદય દર્શન, સ્નેહ લગ્ન અને પ્રીતિ દાન.

**પ્રવેશ ૬ ઠો**—વિધવા વિલાપ ટ્રસ્ટીઓના જુલમથી થતી અવદશાનો આબેહુબ ચિતાર માસ્તરનું આવવું શેઠાણીને દીલાસો બંને જણાએ એકત્ર થઇ લોભીને તેની બુદ્ધિ ઠેકાણે આણવા યુક્તી રચવી લોભીનું આવવું, વાદવિવાદ પુત્રી મનોરમાનો સદ્બોધ પત્થર ઉપર પાણી.

**પ્રવેશ ૭ મો**—યજ્ઞ મંડપ-રાક્ષસોથી રમખાણ ઋષીઓનો કોલાહોલ દુષ્યન્તનું વ્હારે આવવું રાક્ષસો સાથે યુદ્ધ દાનવોનો પરાજય ઋષીઓનો આનંદ અને આશીર્વાદ. (બીજું [illegible])

# અંક બીજો



પ્રવેશ ૧ લો—સગર્ભા શકુન્તલા, સખીઓનું ફુલ વીણવા આવવું. મુનિ દુર્વાસાનું આગમન, વિહ્વળ થએલી શકુન્તલાને શાપ, સર્વેની દીલગીરી, એક સખી મારફતે શકુન્તલાને સાસરે વળાવવાની તૈયારી કરવા સારૂ કણ્વદાદા તરફથી સમાચાર, સખીઓનો આનંદ.

પ્રવેશ ૨ જો—લોભીની સિદ્ધ મહાત્માની થનારી પધરામણી માટે તૈયારી, મહાત્માનું પધારવું પૂજન, લોભીના લોભી વિચારો મહાત્મા પાસે ચાંદીનું સોનું બનાવરાવી ચમત્કાર જોવાની ઇચ્છા મહાત્માએ લોભીને ઠેકાણે લાવવા સારૂ તમામ ધન મિલકત સાથે પોતાના મુકામે આવવા આજ્ઞા કરવી, લોભીનો આનંદ તરંગો.

પ્રવેશ ૩ જો—સાસરે જતી શકુન્તલા તથા સાહેલીઓનો હાસ્ય વિનોદ ગૌત્તમીનો શકુન્તલાને બોધ, આશિર્વચન સખીઓથી વિખુટી પડતી, શકુન્તલાની દીલગીરી, કણ્વ મુનીથી શાન્તવન.

પ્રવેશ ૪ થો—અંત:પુર-દુષ્યન્તની રાહજોતી પટરાણી વસુમતી, સખીથી ધીરજ, દુષ્યન્તનું આવવું અને પ્રેમ વિનોદ.

પ્રવેશ ૫ મો—યજ્ઞ કુંડ, લોભીનું તમામ માલ મિલકત સાથે આવવું, યજ્ઞમાંથી દેવીનું પ્રગટ થવું, મહાત્માની લોભીના ધનનુ સોનું કરવા દેવીને પ્રાર્થના પ્રાર્થનાનો સ્વીકાર પણ સોનું થતાજ શેઠનું મરણ થશે એમ જણાવવું, લોભીનો ગભરાટ અને કાલાવાલા, મીલકતનો સદઉપયોગ કરવા કબુલાત, મહાત્મા અને દેવીનું મૂળ સ્વરૂપે પ્રગટ થવું લોભીનું અંજાવું.

**પ્રવેશ ૬ ઠો**—દરબાર-શકુન્તલાનું સારંગરવ અને ગૌતમી સાથે આવવું, શાપ બળે દુષ્યન્તનું વિસ્મરણ, શકુન્તલાના સ્નેહ સંભારણા મુદ્રીકા નહીં મળવાથી વીલા પડવું સાહસિક પ્રીત માટે પસ્તાવો, અપ્સરા સાનુમતીનું આવી શકુન્તલાને ઉપાડી જવું-ટેબ્લો.

## અંક ત્રીજો

**પ્રવેશ ૧ લો**—ખોવાએલી મુદ્રીકાનું માછી પાસેથી મળી આવવું. રાજાના નામ વાળી મુદ્રીકા હોવાથી કોટવાળનું રાજાજી પાસે જવું, અને મુદ્રીકાને બતાવવી, માછીને વીંટી બદલ રત્ન હારની બક્ષીસ, માછીની ખુશાલી.

**પ્રવેશ ૨ જો**—વસંતોદ્યાન—કુમારીકાઓની વસંત પૂજા, કંચુકી મારફતે અટકાવ, શકુન્તલાના પ્રેમમાં ઘેલા થએલા રાજા દુષ્યન્તનું શકુન્તલાની શોધમાં આવવું માધવી મારફતે સાંન્તવન, અને અંતઃપુરમાંથી મળેલી શકુન્તલાની છબીનું બતાવવું છબી જોતાંજ દુષ્યન્તની વિરહ વેદનામાં વધારો શકુન્તલા પ્રત્યેનો દુષ્યન્તનો આવો ઉચ્ચ પ્રેમ જોઇ સાનુમતીનું પ્રસન્ન થવું. વસુમંતીબા પધારે છે એવી કંચુકી મારફતે ખબર, માધવીને છબી સંતાડી મેઘાડંબર મહેલે જવા સૂચના.

**પ્રવેશ ૩ જો**—દુષ્યન્તની રાહ જોતો માધવીનુ થાકથી સુઇ જવું, ઇંદ્રના સારથી માતલીનું આવવું. બને વચ્ચે ચકમક દુષ્યન્તનું આવવું અને ભેદનો ખુલાસો માધવીને રાજ કારભારની ભલામણ અને પોતે ઇંદ્રની વ્હારે માતલી સાથે જવું.

**પ્રવેશ ૪ થો—હેમકુટ પર્વતની ગુફાઓ—શકુન્તલાની** વિરહાવસ્થા, તાપસીથી આશ્વાસન, સાનુમતીનું આવવું, અને શકુન્તલાને દુષ્યન્તની મનોભાવના જણાવી ધીરજ આપવી.

**પ્રવેશ ૫ મો**—દાનવને હરાવી પાછા ફરતા દુષ્યન્ત તથા માતલી, વન વિષે માહીતી, માતલીથી ખુલાસો સર્વદમનનું સિંહના બચ્ચા સાથે રમતા રમતા આવવું, સિંહને છોડાવવા તાપસીની દુષ્યન્તને વિનંતી, સર્વદમનની વિરતા તાપસી મારફતે ખબર મળવાથી શકુન્તલાનું આવવું પરસ્પર ઓળખાણ અને મેળાપ કર્વેનું કશ્યપમુનીના દર્શને જવું.

**પ્રવેશ ૬ ઠો—કશ્યપમુનિનો આશ્રમ—સર્વેનું આવવું,** દુઃખનો ખુલાસો, કણ્વમુનીનું આવાગમન, અને પ્રેમી જોડાને આશીર્વાદ !!! ( **સીનનું બદલાવું** )

**પ્રવેશ ૭ મો**—દેવતાઓનું રમ્ય સ્થાન—પુષ્પ વૃષ્ટિ, છેવટનો આનંદ !



# પાત્રોનાં નામ.

**દુષ્યંત**......................હસ્તીનાપુરનો રાજા
**માધવી**......................દુષ્યંતનો મિત્ર.
**સર્વદમન**......................દુષ્યંતનો કુમાર.
**માતલી**......................ઇંદ્ર મહારાજાનો સારથી.
**કણ્વમુનિ**......................તપોવનના કુળપતિ ઋષિ.
**વસુમતિ**......................દુષ્યંતની પટરાણી.
**શકુન્તલા**......................કણ્વમુનિની કન્યા–દુષ્યંતની રાણી.
**અનુસુયા**......................
**પ્રિયંવદા**...................... } શકુન્તલાની સખીઓ.

સાનુમતિ, દુર્વાસા, શિષ્યો, માછી, કોટવાળ વીગેરે વીગેરે.

**ધનચક્કર**......................એક લોભી શ્રીમંત.
**માહનુભાવ ચક્કર**......................મનોરમાનો માસ્તર–સિદ્ધ મહાત્મા.
**સવિતા**......................ધનચક્કરની સ્રી.
**મનોરમા**......................ધનચક્કરની દીકરી.
**ચંપા**......................ધનચક્કરના મિત્રની વીધવા સ્રી.

**સ્થળ:—હસ્તીનાપુર તપોવન, હેમકુટ પર્વત.**



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# શ્રી નવલ શકુન્તલા નાટકનાં

## ગાયનો.

( મંગળાચરણ. )

સૂત્રધાર—

૧

વંદન વિભુ શ્રી વ્રજચંદ

મંગલ મુરતી મુકુંદ:—વંદન૦

મંગળ માધવ મંગલ મહીમા

મંગલ ગાવા મંગલ કૃતીકર.

નટવર નંદ—વંદન૦

રંગી રાગે રસભરી રંગભુંગી નવરંગ

રંગી રસ રંગે રહિત રહ્યા રસિક શ્રીરંગ—વંદન૦

નટીઓ—

૨

ચતુર ચેતીને ચિત્ત પૂરી પરખીને પ્રીત,

દીલ દેજો ખચિત પ્રિતમાં—ચતુર૦

રહેજો રંગે રસિક રીતમાં

હાસ્યુ કરશો ન હવે હિતમાં—ચતુર૦

મનડું મોતીને હાથ તુટ્યા સંધાય નહીં

પ્રીતડી જ ભાગ્યે પાછી [illegible] ફરી સંધાય નહીં

બાંધો સ્નેહથી સંબંધ
બાંધો જીવન સાથ તંત
જો જો ફુલો ડાળા ન વિત્તમાંઃ—ચતુર૦

શકુન્તલા સાહેલીઓ— ૩

મ્હારે વિધાની વહાલી ફુલે ફુલ વાડી ફાલી,
જીવન જોબનની ડળી ખોલી ખીલાવે આલી;
પાંખડી પ્રાણુની મ્હાલી લચકી લોભાવે લાલી,
અસ્ત ઉદયના રંગે રાગ વિરાગ જંગે,
મધ લોભી મન અલિબ્યંગે કરત બની મકરંદે
મમતને મોહ ભરે ઘડી સુખ દુઃખ ધરે
વનમાળી લીલા વાહ..................વાહરે૦
ચેતન જીવની પુતળીઓ ભાવ ભિન્ન સૌનો ઘડીઓ,
એક આગ્ર બીજે બાવળીઓ ઘાટ નહી સરખો મળીઓ.
હળીમળી હાસ્ય કરે નવા નવા રંગે ફરે
બલિહારી વારી વાહ..................વાહરે૦

શકુન્તલા અનુસુયા પ્રિયંવદા ૪

બાળા ભોળી બાળા બોલ શું બોલ કાલા
વાહ વાહ મીઠી મારી મદનની માળા
વાતે વાતે બનાવીને બાળો શીદ હાલા
હાં કેમ ચલવે ચમકી ચિત્ત ચાળા
કનક કાયાની કુંજે જોબનની મંજરીઓ,
વસંતમાં ખુબ ખીલો વહાલી દીસે
વેણુની કટારી કારી કાળજુ કોરે છે મારી
રસીલી રંગ ઢંગ જાણવા નિરાળાઃ—૦

૭૭૯૪



શકુન્તલા:— ૫

ભમરારે તુમરા ભટકે ભુલીને ભાન શું ?
ભમતો તું ભુંડા આમ શું ?
તારૂં છે અહીંઆ કામ શું:—ભમરારે.
નથી કમળ હું છું કુંવારી બાળા (૨)
ઉડી જા દુર થા કર ન ચાળા (૨)
ડંસ ન દેતો જોજે કાળા
ઓ ધુતારા ભમરા-ભટકે ભુલી૦

શકુન્તલા અનુસુયા પ્રિયંવદા ૬

વરઘેલી છકેલી સહેલી, રસવેલી, અલબેલી
તારા તનમાં જોબનીઆની તાલાવેલી:—૦
લાગી સખી હ્રદય પીડા ન રહેવાય
ખમ્મા ખમ્મા બાઇ તું શાને મુંઝાય
જા જા મારે શું વચનોના બાણુ જાણીને અડેલી—

ધનચક્કર મહાનુભવ:— ૭

પૈસા તુંહી પરમેશ્વર પરમેશ્વર પૈસાવાળા
પૈસાની પૂજા થાતી પૈસાની બોલબાળા
પૈસે નીતાનો સાચો પાપીના મોઢા કાળા,
પૈસા ઉડીને જાતો લાગે ખંભાતી તાળા
જર જર જપતા નર ઘર ભટકે કરતાં કંઈ ચાળા
ધિક્કાર પૈસા વ્હાલા
છેતર પૈસો
દુજદર પૈસો
વેર કરાવે વેર જગતમાં પેટ કરાવે બાળા—

દુષ્યન્તઃ— ૮

આહા અજબ અનંગની આગ આગ
રગ રગ રસ્ત્રાસ રહે રાગ રાગઃ—
સુરત સુરત છીમર ન પરખત
મદન દહન દીલ દાગ દાગઃ—
અંજન દ્રગ ખંજન મદ ભંજન
રંજન ચિત્ત ચિત ભાગ ભાગ—
વિભ્રમ જવાલ વિષ વિરહ વ્યાલ હા
રતિપતિ રીપુ દુઃખ ભાગ ભાગઃ—

પ્રિયંવદા— ૯

પ્રીત પરદેશીની નવ કરીએ ઓ સાહેલડી
દીયે દગોરે મન મેલડા—
દીલડું પરદેશીને નવ દઇએ ઓ સાહેલડી
અંચરે છાડીને એ છેલડા—
લાજ લાખેણી લુંટી માયા મોહી લે ઝુંટી
ફોગટ કરવું શું ફટ ફટકેલડા—સાહેલડી૦
પ્રીત આરસની સાચી રંગત દુનિયાની કાચી
મનને મારી મરવું એકેલડા—પ્રીત.

સાહેલીઓ— ૧૦

મીઠી મીઠી પ્રીતલડીની પીડરે
છુપાવી છાની ના રહે
આંખ્યા આખ્યા મેંની ઉંડા આવરે
રહી રહી દીલ આ દહે

નયનના નયન જાણે હાવ
ભિતરના ભિતર જાણે ભાવ
વીતી હોય જાણેરે આંબાનો કોયલ જાણે સ્વાદ—

જે તનથી તનડુ તપ્યું તે તન જાણે તાપ,
જે મનથી મનડુ મળ્યું તે મન માપે માપ.—

પ્રીતિ સમ પાતક નહીં પરખી કરજો પ્રીત,
પય પાણીની પ્રીતડી નભે નેહમાં નીત.—

શકુન્તલા— ૧૨

મનડાની વાતો મારી મનમાં સમાતી
દાંત છેદે જ્યાં રસના કોઈ ન કહેવાતી—
થતા પ્રીત લાગી વ્હાલી હવે જીવ જાયે
દીલડાની દાઝી દીલમાં દુઃખે દબાતી—
લટકાળા લાલે લટકે મારી લોભાતી
મીઠી મીઠી મોહનીએ હું તો મુંઝાતી—
રસિક હૃદયની વાતડી કોઇને કહી ન જાય
લોક લાજથી જગતમાં કહેતાં હાસી થાય—

શકુન્તલા-દુષ્યન્ત— ૧૧

જાઓ જાઓ નાથ મુકો મુજ હાથ
હઠીલા ન બોલું કદી તમ સાથ
ઘટે ન આમ સુંદર સ્વામ
દેશો ન નામ વ્હાલા વેગળા—
સુંદરી સૃષ્ટીની સુંદરતા સાચુ સુંદર સુખ
હેત દયાની દીલહર હારા દળતા દીલના દુઃખ
મોહન મુખની મધુર મેહની મોહી મન મહારાજ
રઢ લાગી રહીઆળા રાજવી વાલમ આપી લાજ—

શકુન્તલા-દુષ્યંતઃ— ૧૩

પ્રીતે પૂજીશ પાય (૨) પિયુ પ્રાણના આધાર
વ્હાલી વશ કર્યો આવાર જીવન શ્રૃંગાર સારઃ
દાસી છું ચરણની શ્યામ સુહાગી
ભગવતી પ્યાસી પ્રીતીનો હું રાગી
સેવા સ્વિકારી આ લુંડીની વાલમા
શરણે રાખો રાજ
હાં હાં હાં વાહ વાહઃ—

મનોરમાઃ— ૧૪

પરધન પત્થર છે પૃથ્વીમાં સદા ન રે'શે સાથ, પિતાજી
કપુર સમ ઉડી જશે પલકમાં અંતે ઘસશો હાથ, પિતાજી
ધન મદ ધરવો જગમાં ખોટો
કાયા પાણીનો પરપોટો
થઇ ન કોઇની, થવાની કોઇની, ભરો ધુમાડે બાથઃ—
ડરવું દીલે કંઇ પાપ કરતાં પ્રભુથી સંસારમાં
ભરવું સદા પગલું ભલું, એક ન્યાયના વ્યવહારમાં
કરવું રૂડું કાયા થકી કલ્યાણ સંતું પ્રીત ધરી
મરવું સજી ભાતુ ભલુ પુન્ય દાનનું ભજીને હરીઃ—

મનશંકર-મહાનુભવ-વિગેરેઃ— ૧૫

બાલ ચલવે ચાલાકોથી ચકલી ને ચાડીઓ
અક્કલ વેચાવે શું હાડીઆની
બાજી બેટમજી માંડી ગયો શું તું સાંઢીઓ
અક્કલ વેચાવે શું હાડીઆની
દેખી ગરીબો શ્રીમંતોને બળતા
બાપ વિના ફૂટી કોડી ન રળતા

પરધન પરદારા પચાવી જે ફરતા
અંતે રીબાઇ રીબાઇ તે મરતાઃ—
પૈસો છે, એક જગનો રાય
પૈસાની સોને ઉર ફડાય
ચોરીનું ચંડાળે જાય
પાપી હાથ ઘસંતા જાયઃ—



# અંક ૨ જો.

**શકુન્તલાઃ—** ૧૬

રે મન ભમરી મંત્ર મોહનો ભણી
શીદ કર્યું ગુંજારવ ગાન—
ભાગ્ય ભૂલવણીમાં ફરીને ભુલી
કમળ પરિમલ પાન—
દેખી દીલડાનો ડમરો ડુલ્યો દીલડામાં
બેઠયો અલિ ધરી ભાવ—
નયનનો રાગી નુગરો રાગે રંગીને
આલ્યો ઉંડો કરી ઘાવ—
પંથી નવ પ્રીછી પૂરી પ્રેમ સરોવર પાળ
ગથી તે ગુંથી નથી પહેરીને વરમાળ—

**સાહેલીઓઃ—** ૧૭

ચાલ વ્હેલી વ્હેલી અલબેલી આલી
આજ આનંદ ઉર ઉભરાય છે—વ્હેન.
ઘડી રોક ભણી રૂડી વધામણી
સાકર દુધમાં સમાય છે—વ્હેન.

મોતીના મેરલા કંકુના સાથીઆ
દાદાના ચોકમાં પુરાય છે—બ્હેન૦
શાણી શકુન્તલા જાય સાસરિયે
સરિતા સાગર સમાય છે—બ્હેન૦

ધનજયકકર—

૧૮

બંદા રાજા થઇ ફરવાના
ઘર જરથી ભરવાના
આનંદે કરવાના રંગને રંગ—
કોઇથી દીલમાં ન ડરવાના
પરવા નવ ધરવાના
કંઇ દેખો મરવાના ખુલ્યું છે ભાગ્ય
ઝનનન ઝનનન પું પું
વાજાં વગડાવાના—રાજા થઇ૦
પૈસા રંગ અજબ સંગ
ચમર બંધ થાય ઢંગ—ઝનનન

શકુન્તલા અને સાહેલીઓ:—૧૯

જોબનવંતી હરખાતી લટકાળી તું લચકાતી,
મોહન મંદીરીએ જાતાં શાણી શાને શરમાતી;
વાત વિસારો મનનો વહાલી સાહેલી
જોઇને જાતાં બ્હેની ભરાતી આ છાતી:—મોહન૦
નણદીનો વીર મળશે સખીઓનો સાથ ટળશે
દુઃખની વાતો દુનિયામાં સખીને કહેવાતી
[illegible]—

સાહેલીઓ— ૨૦

સાહેલડી સોનું સાસરીઆની પ્રીતડી
જુઠી જુઠી મહીઅરીઆની રીતડીઃ—૦

ભાગી તુટી એક સાસરાની ઝુંપડી મનથી માનવી રૂડી
મહેલ મંદીરીઆ ઝાંઝવાના નીર છે પાલખી પિયરની કુડી૦
હાથી દરબારે ને પુત્રી ધબ્બારે શોભે સંસારમાં સાચી
સેવા સાસરીઆની મુક્તિના મેવા કાળજી સતી જેમાં રાચી૦
પરાઇ થાપણ પુત્રી પીયરીઆ આશા રહે પ્રેમથી આપી
કુલીન કન્યા કુલીન કુળની કુલીન મેવા લે ઉર સ્થાપી—૦

સાહેલીઓ— ૨૧

લાડકડી લાડી સુખથી સાસરીએ સીધાવજે
એ સજની શાણી સુખના સંદેશા વહેલા કહાવજે—૦
સ્નેહ થકી સાસુ સસરાની કરજે ઉમંગે સેવ
સતી તણો સંસારમાં સાચો પતિ પરમ છે દેવરે—૦
વડીલ સાથે વાદ ન કરજે ધરજે ઉર સંતોષ
ધર્મ પરાયણ રહેજે નિરંતર કદી ન જોજે દોષરે—૦
ડરજે દુર્જનથી દીલમાં તું તજજે દુર્ગુણ પાસ
દીપાવજે માબાપતણું કુળ કરી સાસરે વાસરે—૦

કણ્વમુની— ૨૨

ધન્ય માત-પિતા તે
પુત્રીનું સુખ જોઇ સુખને માણતા—૦
પાત્ર જોઇ પરણાવે પ્રીતે
પિતૃ ઋણને ઉતારી
સોનામાં સુગંધી ભરીને

કન્યા દાન દે વિચારી
સંતોષે ગાય બિચારી
આશિષ્ય કન્યા તણી લેતા
જશ કરમી જનમી જગમાં જાણતા—

વસુમતિ— ૨૩

નયન સલુણા નાંખે નિસાસા નિરંતર
નગુણાઓ આવો સલુણાઓ આવો—૦
વાટડી જોઇ વાલમ થાકી રાતડી વીતી જાય
ઘડી ઘડી ચમકુ વિરહે વ્હાલા તણખ તણખ તન થાય
તલસાવો, કલપાવો, ચમકાવો શું ?
..............આવો શ્યામ—૦ નયન—૦

વસુમતિ-દુષ્યન્ત— ૨૪

મોહન મુખના મીઠા ન બોલું મન મેલડા
રીસ મુકી મધુરી મનાઓ સુંદરી
જોઓ જાદુગરા જીવણ જાણ્યા છેલડા—
રંગે રીઝાવો કંચને કીશોરી
ચતુર ચટકે તલસાવી ચકોરી
શાણી જાણી મીઠી વાણી
વ્હાથી રાણી વાહ—મોહન૦

ધનચક્કર-ચકરમ-વિગેરે—૨૫

હાય હાય પૈસામાં જોયું ન માય
બોળે દહાડે મારી સૌને ધાય
કલજુગ નહીં પણ કરજુગ છે આ
હાથે તે સાથેજ થાય
ભોળીનું ધુતારા ધુતીને ખાઈ જાય-હાય૦

દશા શી આ થઇ
ખાલી ધજાગરા ગઇ
ચાંદી સોનામાં ખાધી છે થાપ
ચતા શેઠ વીતી ટેઠ
લીધી દ્વારકાની છાપ—હાય૦

શકુન્તલા—
વાત વિચારો રાજન કાંઇ આમ જશો શું ભુલી,
ગરજ ગળી છે સાકર જેવી ગયા ડાહ્યા શું ફુલી;
સત્ય હા અત્રનોમાં સતાય નેત્રનાં પાણી મોએ જાય.
... ... ... ... ... ...
મૃગયા રમતા મૃગ પાછળ પડી આવ્યા તપોવનમાં,
ઋષિ આશ્રમનુ હરણું ઉગયું માની શીખ મનમાં.—સ૦
... ... ... ... ... ...
કુસુમ ક્યારીમાં કોણુ કુસુમને કર ઘટ લઇ જળ પાતી,
ભમર તણો ભય કોણે વિદાર્યો ત્રાસે બાળા ગભરાતી.—સ૦
... ... ... ... ... ...
બ્રહ્મ યજ્ઞના રક્ષણ સાર કોણે કરી તૈયારી,
વાંચી અચાનક પત્ર રાજનો દર્શાવી લાચારી.—સ૦
... ... ... ... ... ...
શીતાપે કરી તન તપ્યાથી ભુલી અંગનું ભાન,
વાત કઢાવી સખી સમજાવી કરીને આપે સાન.—સ૦
... ... ... ... ... ...
કમળ પત્ર મેં કરમાં ધરીને પ્રીત ભરી ભીખ યાચી,
મધુર શબ્દથી મુજને મનાવી રસિક રંગે હું રાચી.—સ૦
... ... ... ... ... ...
બાળી ભોળી હું ભરમાણી વચન સાંભળી મીઠા,
અન્તે આશા દોરી કાપી ભીતર ભડકા દીઠા—સ૦
... ... ... ... ... ...

શકુન્તલા— ૨૬

હરી હવે હાથ મારો (૨) ધારી ઉગારો
તારો કે મારો મુજને એક આધાર ત્હારો—હરી૦
વ્હાલા વેરી છે મારા થયા સૌ ન્યારા સંગી
જન્મની હું દુખીયારી નથી કોઇ મારૂં અંગી
દયા કરો દીનબન્ધુ દારા બળતી દુખ દવથી તારો—૦
દોરંગી દુનિયા દીસે અંતર સંગીન થાય
વગર વિચારી પ્રીતમાં હૃદય ખાખ થઇ જાય—હરી૦



# અંક ત્રીજો

આછી— ૨૭

વાહ કીસ્મત (૨) કરામત
અજબ હય આલમપર
ન્યારે ન્યારે તોરે રંગ—૦
તગદીરકે આગે તદબીર ન હોગી
જહાનમકે જીવ યે જનતકે ભોગી
ખાવિંદકી ખુબીકી તારીફ ન હોગી
ન્યારે ન્યારે તોરે રંગ—૦

કુમારીકાઓ— ૨૮

સુંદરતા છે વિશ્વની પ્રીતી જીવન તાજ
વધાવી લ્યો સખી વ્હાલથી વસંતને રસંતજ રસરાજ
વ્હાલી આવી સૃષ્ટીનો શ્રૃંગાર વસંત વધાવોને
કરે કમળ ભ્રમર ગુંજાર વસંત વધાવોને;

મધુર મંત્ર કહી કાનમાં અંતર ભરતી તાન,
મંદ સમીર સુગંધમાં કોયલ ગાતી ગાન;
સખી મોરલી મોહની જો જો વાગે
નાચે મદન વસંત થન થન રાગે
તાકી નયન તીરે પંચ બાણુ મારે
કરે જોબન તાણા તાણુ કાળજડું સારે

દુષ્યન્ત— ૨૯

હાયે અધ બન્યો હું અભાગી
ગાય ગરીબડી મેં હા ત્યાગી—૦
ભામાના ભીતર વાગે ભણુકારા
ભુલીને ભટકુ ભાન હું ભાગી
વિરહ શોકમાં સળગતો દુખીઆરો હું આવાર
ચરણુ પખાળુ આસુથી અંતર આણી પ્યાર
જીવનની જ્યોતી મનડાનું મોતી
કોણુ મીલાવે કહું માગી—૦

દુષ્યન્ત— ૩૦

જન્મીઓ વૃથા જગત જીવ જાણુ
કર્યું નવ લોક તણું કલ્યાણુ—
સંત સરોવર તરૂવર સરિતા પર ઉપકારી ચાર
પ્રીત ધરી પરમારથ કરતા ધરી ન દીલ દરકાર—
મોંઘો મનુષ્યા દેહજ મળાઓ સમજી લે મન સાર
માથે મૂરખા મરણુ ભમે છે કર ઉપર કરધાર—
આણી માત્રનું ભલું કરી લે ઉત્તમ અવસર જાય
કરી કમાણી વાપર હાથે હાથે સાથે થાય—

શકુન્તલા— ૩૧

દીલમાં લ્યો વિચારી દુનિયા છે ખારી
પ્રીતીનો પંથ કરી બ્હેમ કાંટા ભારી

દેતાં દીલ ભ્હૌ વા—૦ દીલ૦
સંગત સોનાની સારી રંગત અંતરની પ્યારી
મરવું મારૂં ધારી—૭

શકુન્તલા-તાપસી— ૩૦

પ્રેમની પીડા પ્રેમી જાણેરે
મુરખ શું જાણે હારે હાં મૂરખ—પ્રેમની૦
મોતીચારો ચરે હંસલો,
મોતી સ્વાદને માણે;
બગ ઠગ થઇ નદી તીરે બેસે
મીન પાણીમાં તાણેરે—મુરખ૦
અવનીમાં અમૃત અગ્નિને
ચાતક એક પિછાણે
મરે ભુખે મૃગરાજ ભલે પણ
ઘાસ ન ભક્ષે આણેરે—મુરખ૦
લલિત લગની લાગેલી જે
લલિત મળતા લ્હાણે
એકલડી અલબેલડી અંતર
અંતર બેલડી આણેરે—મુરખ૦

શકુન્તલા-તાપસી— ૩૩

મૂરખ મન પ્રેમ પ્રેમ કહી મરે પ્રેમ એક પ્રેમી હ્રદયે ઠરે,
વાત જ્યાં લોચન મનરા કરે ભાવ ત્યથી અંતર ભરતી ભરે;—
પંચ ભુતની પ્રેમ ભાવના પંચભૂતે સમાય
સ્થુલ વાસના ખાખ થાય જ્યાં સુક્ષ્મ દેહમાં જાય—
અજબ તત્વ અમર અવનીમાં પ્રેમ તણું કહેવાય
અજબ પ્રેમી અંતરમાં બાળી અમર થઈ રે હાય—પ્રેમ૦

વિવિધ રંગને વિવિધ રૂપમાં પ્રેમ તત્વ પલટાય
દારા ભગિની માતૃ ભાવમાં જુદુ જુદુ વરતાય—પ્રેમ૦
રાગે વાયુ રાગે વન્હી રાગે વિભુવશ થાય
રસિક રાગથી હૃદય રસિકડાં છટકીને કયાં જાય—પ્રેમ૦

દુષ્યન્ત-શકુન્તલા— ૩૪

હરિ શ્યામ સુંદર સુહાગી સુજાણ
એણે પ્રાણ પ્રેમ પંથે ચડાવી પટાવી
કર્યું કામણ તેં કામણગારી
રંગીલી રંગ રેલાવનારી
વર્ત વાહી કુવામાં ઉતારી રે
મીઠા મીઠા વચને હું તો હારી
મધુર મધુર પ્રીતી સુધારસ
સીંચ્યો સ્નેહે સુંદરી
ધુતારા ઠગારા જાઓ હઠીલા હારી—શ્યામ૦

સર્વે પાત્રો— ૩

સત્ય પ્રેમની બલિહારી છે અવનિમાં
સત્યે આંચ નથી કોઇ કાળે
કષ્ટ કસોટીમાં કીંમત થાતી
કુંદન પ્રીત સોહાતી—
ગાવે ગાન સુરનર નારી
વારી વારી મમરેસા
નીસાગમ પમમગરે, સાનીધ
નીરે નીધ, નીધપમ ગમ નીધ
નીધપમ મમગરેસા—

# જાહેર ખબર.



નીચે લખેલા ખેલોની ઓપેરાઓ શ્રી નવીન દેશી નાટક કંપની લીમેટેડનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતથી મંગાવી લેવા વેલ્યુપેબલથી મોકલવામાં આવશે નહીં

| | | |
|---|---|---|
| નૈતમચંદ્ર | | રૂ. ૦-૩-૦ |
| સોમનાથનો ઘેરો | | રૂ. ૦-૩-૦ |
| તારા-સુંદરી | | રૂ. ૦-૩-૦ |
| શારદા | | રૂ. ૦-૩-૦ |
| લવ-કુશ | | રૂ. ૦-૩-૦ |
| મનુ-મણી | | રૂ. ૦-૩-૦ |
| લીલા | | રૂ. ૦-૩-૦ |
| વસંતસેના | | રૂ. ૦-૩-૦ |
| શ્રી સત્યનારાય | | રૂ. ૦-૩-૦ |
| સ્નેહલતા | | રૂ. ૦-૩-૦ |
| આતશી નાગ | (ઉર્દુમાં) | રૂ. ૦-૩-૦ |
| જહેરી છુરી | (ઉર્દુમાં) | રૂ. ૦-૩-૦ |
| કમળા-લક્ષ્મી | (છપાય છે) | રૂ. ૦-૩-૦ |

**શ્રી નવીન દેશી નાટક કંપની લીમીટેડ.**

**સુરત.**